ॐ

॥ श्री उमादेव्या कृपास्तु ॥

# ખેડૂત સુધારક ગાયનો

અને

# કર્મની કથા.





છપાવી પ્રસિદ્ધ કરનાર

શ્રી દસક્રોશી કડવા પાટીદાર સુધારક દ્વાર તરફથી

પા. ખોડીદાસ જેશંગદાસ.

ઘી કાંટા, નવતાડ—અમદાવાદ.

સને ૧૯૨૦ અષાડ સુદી ૧૫

પ્રત ૧૦૦૦.

કીંમત રૂ. ૦-૧-૦

### ભુજંગી છંદ.

નથી વિદ્વતા વાપરી દેશ દાઝે,
નથી વાપરી પાઇ જો લોક કાજે;
નથી કામ કીધાં સ્વદેશાભિમાની,
વૃથા જન્મ ખોયો કરી શી કમાણી.



જરથી જળમાં ઘર કરે, વળી ફરે આકાશ.
માટે તેને મેળવી તોડો દુઃખના પાશ.



### સાખી.

દયા ધર્મકો મુળ હે, પાપ મુળ અભિમાન;
તુલશી દયા ન છોડીયે; જબ લગ ઘટમેં પ્રાણ;

'વસંત' પ્રિન્ટીંગ પ્રેસમાં ચીમનલાલ ઇશ્વરલાલે છાપી.
ચુડીઓળ, પાનકોર નાકા—અમદાવાદ.



# ખેડુત સુધારક ગાયનો

અને

# કર્મની કથા.

## "ઉમા સ્તુતિ."

### સાખી.

પ્રણમું પ્રેમે ગિરજા, લળી લળી લાગુ પાય,
વાણી શ્રીકાળ કર ઈશ્વરી, જન મન રંજન થાય;
ચરણું કમળ શીર નામીને, આરંભુ ગુણ ગાન;
અમર ભરોસા આપનો, કર માતુ કલ્યાણ.

### ખેડુતની આરતી.

જય ખેડૂત દેવા, હરિ જય ખેડૂત દેવા; (૨)
સ્તુતિ કરીને આજે, (૨) કરૂં હું તમ સેવા. જય૦
ખરે તું જગનો તાત, સૃષ્ટિ છે તુજ આધારે; (૨)
રાય રંક ને રૈયત (૨) સૌનો અર્થ સારે. જય૦
પશુ પંખી ને જીવ, સર્વે કલોલ કરી ફરતાં; (૨)
ભાટ ભવૈયા બ્રાહ્મણ (૨) આશા તુજ કરતા. જય૦

ટાઢ તાપ વરસાદ, તે તો તુજ સહન કરતો; (૨)
દીલે દહન દુઃખ વેઠી (૨) પર ઊદર ભરતો. જય૦
કરતો કામ અપાર, તું તો રાત દિવસ રળતો; (૨)
પણ કુધારા સંગે (૨) અનજળ નવ મળતો. જય૦
આવે અશાઢો માસ, આશા ઈંદ્રિ તણી કરતો; (૨)
લઈ સાંતઈડું સંગે (૨) ખેતરમાં ફરતો. જય૦
સૃષ્ટિમાં સૌ જન કરતાં, દીલનો તું ભોળો; (૨)
જાચક સૌ જન ધરતાં (૨) તુજ આગળ ખોળો. જય૦
કમર કસીને લેઈ લાકડી, ખેતરમાં ફરતો; (૨)
ચોર લુંટારાના ભયથી (૨) કદી નહિ ડરતો. જય૦
વાઘ વરૂ ને સિંહ થકી, તું જરા નવ ડરતો; (૨)
આળસ સર્વ તજીને (૨) કામ સખત કરતો. જય૦
ઈશ્વર રરજે સહાય, સદા તું આ ખેડૂત નરને; (૨)
કૃપા કરીને સદાએ, (૨) શીર પર કર ધરને. જય૦
ખેડૂત જનની આરતી, હરિ જે કોઇ ગાશે; (૨)
કહે ગંગારામને સેવક (૨) સુખીયો તે થાશે. જય૦

## ભણવા વિષે.

ભણાવો ગણાવો તમો બાળકોને, કરો દેખતા ઠોઠ રાખો ન કોને;
ભણેલું ગણેલું ઘણું માન પામે, તથા તે ફતેહ પામશે સર્વ કામે.
વળી છેતરે ના છળે કોઇ તેને, ટળે તાપ તેના મળે સુખ એને;
વિચારે વધેને સુધારે ચ્હડે તે, કુધારા તજે ના નકામું લઢે તે.
ખરૂ સુખ વિદ્યાવડે સાંપડે છે, અવિત્તાવડે પ્રાણી નીચે પડે છે;
નિશાળો તણો લ્હાવ જે કોઈ લેજો, રાજ્ય રહો સુખી આશીશ દેજો.

ૐ

## પદ.

ખર્ચ કરો ના કદી કર્જ કરીને,
નહિ તો પસ્તાવો છે પેટ ભરીને. ખર્ચ.

અર્થ વીના જો ગર્થ ખરચીએ,
ગાંડ ગુમાવીએ ગાંડા ઠરીને. ખર્ચ.

શત્રુ વીરામે જીવજ લઇને,
કરજ ન છોડે પ્રાણુ હરીને. ખર્ચ.

સાંપ્રત સમયના ન્યુતન વૈભવો,
ચેતી અમર રહો ખુબ ઠરીને. ખર્ચ.

## છપ્પો.

હોય અખૂટ ભંડાર ભલે ધનથી છલકાતા,
પામી રાજ્યમાં માન બન્યા હોયે મદમાતા;

નાખી મુછે હાથ કાજ જશનાં બહુ કીધાં,
સભા જીત ધરી નામ પાણી પંડિતનાં લીધાં;

વળી કળા બાજીમાં પૂર્ણ ને સર્વ વાતે સમર્થ છે,
અમર જ્ઞાતિ અભીમાન વીણ, શ્વાન પુચ્છ સમવ્યર્થ છે.

## સાખી.

જનુની જણુતો ભક્ત જણુ, કાં દાતા કાં શુર;
નહિતર રહેજે વાંઝણી, મત ગુમાવીશ નૂર.

( હરિ ભજન વિના દુઃખ દરિયા સંસારનો પાર ન આવે—એ રાગ. )

પ્રિય ખેતીજનો સૌજન મળતાં સુખડું સર્વે માણ્યું,
જગમાં જોતાં ખેતી સુધારક સુખ અધિક ન જાણ્યું;
ખેડૂતોએ જોયું જાગી, *ખેડુત સુધારાની લે' લાગી,
ભાવટ આખા ભવની ભાગી, પ્રિય ખેતીજનો. સૌ.
સહી દુઃખ સુખ અવનીપર ફરજો, ખેડૂત તણાં દુઃખડાં હરજો,
એવાં સત્ય કામ સદાએ કરજોરે, પ્રિય ખેતી જનો. સૌ.
તમે શક્તિમાં સમરથ કેવા, પાંડવમાં જાણે ભીમભાઇ જેવા,
તમે પૃથ્વીમાં પ્રગટ થયા તેવારે, પ્રિય ખેતી જનો. સૌ.
તમે ઘી ગોળ ને ઘઊં નીપજાવો, તમ કર્મમાં રહ્યો કોદરો ખાવો;
ગયો જન્મારો એળે આવોરે, પ્રિય ખેતી જનો. સૌ.
તમે પેટ ફાડો છો ધરતી તણું, તેમાં નિપજાવો છો અન્ન ઘણું;
તોયે ભોગવો છો નિર્ધનપણુંરે, પ્રિય ખેતી જનો. સૌ.
તમે પાક ઘણેરો કપાસ કરો, પણ વસ્ત્ર વિના અંગ ખુલ્લે ફરો;
તમે મજુરી કરીને ઘર વણીક ભરોરે, પ્રિય ખેતી જનો! સૌ.
તમે ખર્ચ કરો છો અણુ ધાર્યું નથી કરતા સુધારાનું વાર્યું;
પાયમાલ થઇને કરશો હાર્યુંરે, પ્રિય ખેતી જનો! સૌ.
તમે ટાઢ તાપ વરસાદ સહો, તમે રાત દિવસ વનવગડે રહો;
પણ સુખીયા નહિ તેનું કારણ કહોરે પ્રિય ખેતી જનો. સૌ.
તમે હાથે રળેલું ધન્ય ધાન્ય હર્યું, તમે કુટુંબ પોષણમાં કર્જ કર્યું;
છોકરાં રળી ભરશે મન આદરીયુંરે, પ્રિય ખેતી જનો; સૌ.
વીરા સુધારો હવે તો હદ થઈ, ઘરબાર ઘરેણું ને લક્ષ્મી ગઈ;
કહે ગંગારામ જીભ મમ ઘસાઇ ગઈ રે, પ્રિય ખેતી જનો. સૌ.

## મનહર છંદ.

ખેડૂતો તમારી ખેતી આજ તો થઈ છે એવી,
મહેનત કરો છો પણ ખાવામાં ખેંચાણ છે;
રાત દા'ડો રખડો ને શ્રમનો શુમાર નહિ,
હાથે પગે વાઢ પડ્યા કહો કાં દરકાર છે!
શિર પર વારિ ઝરે પવન પછાડ કરે,
તોય અરે! બાપા કહી આગળ હકાય છે;
પોષના પરોઢીએ તો ટાઢ પડે ભારે ભાઇ,
શરીરે ન વસ્ત્ર તોય હોહા હોહ! કરાય છે.
જેષ્ટનો તો રવિ તપે લા'ય લા'ય જગે બળે;
પણ પ્યારા ખેડૂતથી ખેતર ખોદાય છે.
અહાહા! ખેડૂત તુજ બળને વખાણું શું?
અથાગ મે'નત આવી કોથી નવ થાય છે.
ઉન્નતીનો રસ્તો તને આજે તો બતાવી દેઉં,
જેથી દુઃખ દીનતાને દૂર જો કરાય છે;
કહે ખોડીદાસ રાખી ખંત ને ભણાવો બાળ,
ખોટે ખરચેથી નક્કી નબળા થવાય છે.

**ખોડીદાસ મંગળદાસ પટેલ**

વિસલપુરવાળા.

## ધીરાના પદનો—રાગ.

ખેતીકારો જાગોરે ઘેરણના ઘેરેલા;
ઘોર નિંદ્રામાંરે આવી ગઇ અંત વેળા. ખેતીકારો.

લોહી માંસ ન મળે શરીરે હાડપીંજરવત્ દેખું,
પરાણે શ્વાસ લેઈ ફરંતા પર આધારે દેખું;
પીડ નવ પરખો રોગોના પીડેલા. એતીકારો.
કુધારો કોલેરા લાગી લેવા બેઠો પ્રાણ,
બાળ લગ્ન ત્રિદોષની પીડા કરવા બેઠી હાણ,
મુમત નવ મૂકોરે કુબુદ્ધિના કોહેલા. એતીકારો.
હીતકારી નાડી વૈદ્યો તે આપે ઔષધસાર,
કડવાં ને કોહેલાં લાગે રૂચે નહિ લગાર;
ભૂવા ભામા કરવારે દોડો તમે વેમેલા. એતીકારો.
ઇર્ષા દ્વેષ આદે લેઇ રોગો પીડે મહામલીન;
ઐક્ય નહિ એ જ્વરની પીડા લાગી રાત ને દીન,
દવા નવ રાચ્યારે, રાચો દોરે મંત્રેલા. એતીકારો.
કેળવણી સજીવન બુટ્ટી ઘુંટી પીવા હીત;
મુખ મેલતાં થુંકી કાઢો કેમ સુધરે વિપરીત;
ફરે વૈદ્ય પાછારે શ્રમ લેઇ થાકેલા. એતીકારો.
ક્ષુધા ઉઘડવા દે સુધારો તેને ઢોળી નાંખો;
હિર્ણ્ય ગર્ભ વિદ્યાને પાતાં મુખ બીડીને રાખો,
હીતકર કહે છેરે કેમ સુધરે આ વેળા. એતીકારો.

## કણબીના બાર માસ.

ભાવઠ ભાગોને ભુદરા, કહીએ શું કણબીનું દુઃખ;
કરૂણામય કૃપા કરી, કયારે આપશો સુખ. ભાવઠ ૧
કારતકે કણબી કુવે ગયો, શીર ઉપાડી કોસ;
ઘઉંડા વાવવાને કારણે, જોયા શુકન ને જોશ. ભાવઠ ૨

માગશરે મનમાંહી મલપતો, રૂડા ઘઉંડા દેખાય;
પણ મેરૂ જો આવે નહિ, ભાવઠ ભવની જાય. ભાવઠ ૩
પોષ મહીનાની ટાઢડી, વાયુ શીયાળુ વાય;
કણબી પાસે કપડાં નથી, દાઢી કડકડ થાય. ભાવઠ ૪
મહા મહીને મનમાં વિચારીયું, દેખી ઘઉંડાની પેર;
અડધા આપીશું વણીકને, અડધા લેઇ જાશું ઘેર. ભાવઠ ૫
હોળી દેખી કોળી ઉલટ્યા, એવી ફાગણની પેર;
ખેતર વિષે ચોરી કરે, કણબી જાએ જો ઘેર. ભાવઠ ૬
ચૈતર ચીંતા હૈયે ઘણી, વેરો ભરવાને માટ,
ઘરમાંહી દામ મળે નહિ, જાય વણીકને હાટ. ભાવઠ ૭
વૈશાખે વીવાહ આદર્યા, લીધું શુભ લગન;
વીવાનું ધન દેવું કરી, થયા મનમાં મગન. ભાવઠ ૮
જેઠ મહીને ઝટ ઉટતો, ખાતર ભરવાને કાજ;
ખંતથી મેંનત બહુ કરે, રાખો ઈશ્વર લાજ. ભાવઠ ૯
અશાડે સાંતીડું ઝાલીયું, ખેતી કરવાને માટ;
ઘરમાંહી બી કે ખેપડ નથી, જાય વણીકને હાટ. ભાવઠ ૧૦
માસ શ્રાવણ ભલે આવીયો, ભીંજાય કણબીની નાર;
કેડમાં લટકે બાળકું, માથે નીતરે ચાર. ભાવઠ ૧૧
ભાદરવે દુખ બહુ થયો, મનથી માંજો ધાલ;
ખેતર ટોવાને કારણે, હાથે ગોફણ ઝાલ. ભાવઠ ૧૨
આસોમાં કણબી વાસો રહે, તાઢા ટુકડા ખાય;
કેવો દીન દીવાળીનો, ન જાણે મનમાંય. ભાવઠ ૧૩
અધીકમાં અધીક શું કીજીએ, કહીએ કણબીનું કર્મ;
રળવાથી ખર્ચ ઘણું કરે, ગંગારામ જાણે મર્મ. ભાવઠ ૧૪

## ગાયન.

જાય છે જાય છે જાય છેરે સહુ વહેમે લેવાયા જાય છે.
માનો ના માનો મરજી તમારી, રે આંધળે બહેરૂં કુટાય છેરે—સહુ
પોલ દેખે ત્યાં પેસે છે સરવે, ઉદર ભર્યાનો ઉપાય છેરે—સહુ
સાચું કહું છું ધતીંગ છે સઘળું આંખ્યોએ પાટા બંધાય છેરે—સહુ

વહેમમાં તથા મિથ્યા મોટાઈમાં ફસાએલા કેટલાક ખેડુતવર્ગના ભાઈઓ તો:—

## છપ્પો.

કંઇક ગયા પરદેશ થઈ ઘર બાર વિનાના,
કંઇક સહે અપમાન થઇને ભાર વિનાના;
કંઇક ગુમાવી લાજ, થયા વહેવાર વિનાના,
કંઇક બન્યા બેહાલ અને આધાર વિનાના.
વળી કંઇકનો વાગ્યો ઢોલ, જેલમાં પરવર્યા
સંસાર તજાવી કંઇકને, ખાખ ભુસંતા કર્યા.
વાસણ માંજે કોઇ કોઈ તો વસ્ત્રો ધોતા,
કોઇ શેઠના દાસ, ફરે લઈ બાળક રોતાં;
કોઈ હલવૈને હાટ, ચુલમાં બળતણ ભરતા;
કોઈ વહેરતા કાષ્ટ, કોઇ તો મજુરી કરતા.
એમ કર્મભ્રષ્ટ થઈ કેટલા સહે કષ્ટના ભારને,
શાણા સમજો સ્હેજમાં હવે તજો વરાના પ્યારને.

## દાસ પરે દયા લાવોરે—એ રાગ.

સાચું સગું છે નાણુંરે, આરે જગતમાં સાચું સગું છે નાણું.

નારી પણ માગે નાણું, નાણાથી થાયે ટાણું;
હું તો પ્રભુ દોઢો જાણું જાણુંરે. આરે જ.
નરીએથી નાણું ભાગે, વહાલાંથી વે'ર જાગે;
લાગે નહિ કાંઇ દામ કેકાણુંરે. આરે જ.
ઘરમાં જો હોય નાણું, પ્રેમે નારી પીરસે ભાણું;
નાણું વસાણું અમર જાણુંરે. આરે જ.

## કરજ નહિ કરવા વિષે.

ખર્ચ કરો ના કદી કરજ કરીને,
નહિ તો પસ્તાવો છે પેટ ભરીને— ખર્ચ.
અર્થ વિના જે ગર્થ ખરચાયે, ગાંઠ ગુમાવીયે ગાંડા કરીને— ,,
શત્રુ વિરામે જીવજ લેઇને, કરજ ના છોડે પ્રાણ હરીને— ,,
મુસ્કેલી સમયમાં મુક્ત રેજો, નહિ તો જીવિત થાય અકારૂં— ,,

## ખેતીકાર બંધુઓને બે બોલ.

### ભુજંગી છંદ.

અરે સાંભળો સજ્જનો વાત મારી,
રૂચે તો ગ્રહો હોય જો હીતકારી;
ધરો ટેક ને સંપ ખેતી સુધારો,
સખી દીલના બંધવો ખેતીકારો.
ભણો ભાવથી બાળકોને ભણાવો,
મળે સુખ તેથી સદા મન લહાવો.
વડી છે જ વિદ્યા વિપત્તિ વિદારો,
સખી દીલના બંધવો ખેતીકારો.

કરોને સુધારા-વધારા સ્વજાતિ,
બચે બંધુ તેથી પીડાતા વૃથાથી;
નથી જે અનુકુળ કાઢો સુધારો,
સખી દીલના બંધવો ખેતીકારો.
વિવેકે નથી વ્યય તમો હસ્ત થાતો,
કરો જેટલો તે નકામોજ જાતો;
નથી લાભ થાતો તે મનથી વિચારો;
સખી દીલના બંધવો ખેતીકારો.
ગયું સુખ ને દ્રવ્ય વિપરીત વ્યયથી,
તથાપિ ડરો ના તમો એજ વ્યયથી;
પ્રતિદીન કરતા રહો છો વધારો,
સખી દીલના બંધવો ખેતીકારો.
ફુલાશો નહીં ખર્ચ મોટાં કરીને,
જવાના ઘસાઇ રહોને ડરીને;
નથી પાસ નાણું તમે મન વાળો,
સખી દીલના બંધવો ખેતીકારો.
છકેલાપણું છોડશો બંધુ જ્યારે,
થશે ઉન્નતિ તો તમારીજ ત્યારે;
થશો નમ્ર મનના મટાડી વિકારો.
સખી દીલના બંધવો ખેતીકારો.
અત્યારે વધી છે જુઓને ગરીબી,
લહો પાક મોટો ઘરે ન મળે બી;
રળો જેટલું તે લહે લેણદારો,
સખી દીલના બંધવો ખેતીકારો.

તમો શાળી ગોધુમને નીપજાવો,
તથાપિ રહ્યો બાજરો નિત્ય ખાવો;
સુકા ને લુખો ખાઇને દીન ગાળો,
સખી દીલના બંધવો ખેતીકારો.

દહીં દૂધ ને ઘૃત ઉપજાવનારા,
તથાપિ પીએ ઘેંશ ને છાશ બાળા:
કરો છો કસર તોય ન આવે સુખારો,
સખી દીલના બંધવો ખેતીકારો.

જુઓને વણીકો તમારાજ ગામે,
પળી તેલ મીઠાના ધંધામાં જામે:
તમો દ્રવ્યથી તે બને શાહુકારો,
સખી દીલના બંધવો ખેતીકારો.

હીસાબો કરે શેઠ તે સત્ય માનો,
ગણ્યા સો અગર છ તમે નવ જાણો;
લહે એમ ખેંચી તમારો વધારો,
સખી દીલના બંધવો ખેતીકારો.

ભણેલા નથી દેખશો કુળ શાખે,
વિના જ્ઞાન સુખ દુઃખ તે કોણ આંકે;
રળો છો ખર ન વળે દી તમારો,
સખી દીલના બંધવો ખેતીકારો.

રળો થોડું ને ખર્ચ ઝાઝું કરો છો,
વળી આગ્યે અવસર પૂલ્યા કરો છો:

કહો કેમ નાવે ગરીબીનો વારો,
સખી દીલના બંધવો ખેતીકારો.
થઇ છે હવે હદ જાગોને વીરા,
સુધારો સ્વજાતિ ગજાવીને ગીરા;
કહે હીતકર હીતના ઉદ્ગારો,
સખી દીલના બંધવો ખેતીકારો.

## સુધારાનું નાવ.

### ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ.

ખેતીકારો ભરનીંદ્રા થકી જાગજો,
અધીક ઉંઘ શું આવી મારા વીરજો;
જાગીને જોશોરે જ્યારે બંધવા,
હૃદય વિષે નહિ રહે ધારણ ધીરજો.— ખેતીકારો.

સુખ અને શાન્તિના દિવસો વહી ગયા,
આવ્યું અચાનક દાવાનળ દુઃખજો;
આળસ મરડી પાણીએ મુખ પખાળીને,
શોધો સાધન જેમાં સમાયું સુખજો. ખેતીકારો.

સાવધ થઇને હાંકોને વીરા હેતથી,
સંસાર સાગરમાં જ્ઞાતિ સુધારાનું નાવજો;
કઠણ ખેપટીયા થઇને નૌકા કરવરો,
ભવજળ તીરે જરૂરપણેથી જાવજો. ખેતીકારો.

રસ્તામાં જાજોરે વીરા જાળવી;
સંસાર સાગરમાં વાંકી વસમી વાટજો,

મહા મોટા મચ્છ વચમાં વિઘ્ન આદરે;
ગ્રાહ આવીને કરશે અતિ ઘોંઘાટજો. ખેતીકારો.

આકળા થઇને ઉતાવળ નવ કીજીએ,
ઉતાવળેથી લાગે થાક અથાગજો:
વીકટ વાટ ને પંથ ઘણોરે વેગળો,
ધીરજપણાથી મળશે ઉત્તમ સારજો. ખેતીકારો

રખેવાળા લેજોરે રસ્તે ડર ઘણો,
પેસેન્જરને દેવા અદકી ધીરજો,
મુસાફરીમા સંકટ બહુ આવી પડે,
પણ હીંમત નવ હારશો જરા વીરજો. ખેતીકારો.

વિદ્યારૂપી ધન લેજો સૌ સાથમાં,
જેથી સરશે તમારૂં કાજજો;
આળસ રાખી તમે જો ઉદ્યમ નહિ કરો,
તો તેડે આવેલું ડુબી જશે તમ નાવજો. ખેતીકારો.

જગમાં જન્મીને જન જશ મેળવે,
કષ્ટ વેઠીને કરે જ્ઞાતિ સુધારાનું કામજો;
ઉજવી તેણે આપ જનેતાની કુખને,
હીતકર કેરા માન્ય કરો પ્રણામજો. ખેતીકારો.



# ખેતીકારોના મરણુ પાછળના નાતવરા
## અને
# તેથી વેઠવો પડતો ત્રાસ.

---

### દાણુલીલાનો રાગ.

વીરા આપ વીતી વાત જાણીએરે, કરી સુધારો ને સુખ માણીએરે
તજો જ્ઞાતિવરા કેરૂં દુઃખ ખેતીકાર ખરચની વીનતી સાંભળોરે
એક વાત કહું સુણજો વીરારે તમે સમજી લેજો મનમાં ધીરારે
કહું જ્ઞાતિવરાનો રિવાજ ખેતીકાર ખરચની વિનતિ સાંભળોરે
એક વૃદ્ધ વડીલ સાઠ વરસનારે, તેમને ખરચની ઝાઝેરી તૃષ્ણારે
મરતી વખતે વિચાર્યું મન ખેતીકાર ખરચની વિનતી સાંભળોરે.
પાસે બોલાવી પોતાની નારનેરે, મારૂં કારજ કરજો સારનેરે;
આપણે છીએ ઇજતદાર, ખેતીકાર ખરચની વિનતી સાંભળોરે.
પછી ડોસા મરણને શરણે થયારે, તેમને પાલખીમાં બાંધીને લઇ ગયારે
કીધી દહન ક્રિયા શમશાન ખેતીકાર ખરચની વિનતી સાંભળોરે.
સહુકો નાહી ધોઇને ઘેર આવીયારે, બેઠા ઘરમાંને વિચાર લાવીયારે
પણ ગરીબ દશાનું ઘરબાર, ખેતીકાર ખરચની વિનતી સાંભળોરે.
દીન બીજે ડોસાની ટાઢી વાળીનેરે, ઘરમાં દીકરા મોટા બે ભાળીનેરે
તેના કુટુંબી કરતા વિચાર, પાટીદાર ખરચની વિનતી સાંભળોરે.
એક ડોશીને બે દીકરા રળેરે આવો અવસર ફરીને નહિ મળેરે.
પછી થવાનું હોય તે થાય, ખેતીકાર ખરચની વિનતી સાંભળોરે.
એક લોળીયું કાંટો વેચી આવીયારે, તેની અફીણ તમાકુ લાવીયારે,

એહું રાવણું કરવા વિચાર, ખેતીકાર ખરચની વિનતી સાંભળોરે.
આપણે ખરચ તે કરવું ડોસા તણુંરે, માટે નોતરવું છે કુટુંબ ઘણુંરે.
માટે ચીડીઓ લખો દશબાર, ખેતીકાર ખરચની વિનતી સાંભળોરે.
પ્રથમ ચીઠી લખી વેવાઈશાળનેરે, પછી છોકરાના મામા મોસાળનેરે,
લુગડાં ઉતારીને વાંચજે આવાર, ખેતીકાર ખરચની વિનતી સાંભળોરે.
બેન દીકરી ભાણેજ ફોઇ ચારનેરે, બીજા સગાં વહાલાં દશબારનેરે,
આવજો સાતમને સોમવાર, ખેતીકાર ખરચની વિનતી સાંભળોરે.
હવે ઘરમાં તો દામ એકે નથીરે, પણ સારૂં ખરચ કરવું સરવથીરે,
નહિ તો ઇજત આબરૂ જાય, ખેતીકાર ખરચની વિનતી સાંભળોરે.
એક ખેતર હતું તે વેચીયુંરે, એક ઘર તે ઘરાણે મેલીયુંરે,
પણ આટલેથી પુરૂં ન થાય, ખેતીકાર ખરચની વિનતી સાંભળોરે.
એક ઉકરડો લખી આપીઓરે, એક પુત્ર સાથી (નોકર) થાપીઓરે.
કર્યા પાંચ વરસ રૂપીઆ પચાસ, ખેતીકાર ખરચની વિનતી સાંભળોરે.
તેનાં ઘી ગોળને કઉં લાવીયારે, પછી આપ કુટુંબને તેડાવીયારે,
વીરા હવે શું જોઇશે આજ, ખેતીકાર ખરચની વિનતી સાંભળોરે.
હવે વીરા મીઠું મરચુંને હળદર લાવજોરે, પછી રસોઇ કરવા તેડાવજોરે
હવે તેનો શો કરવો વિચાર, ખેતીકાર ખરચની વિનતી સાંભળોરે.
એક હાંશડી તે વેચી આવીયારે, તેના સર્વે મશાલા લાવીયારે,
પણ દાળ ચોખાનો ઉચાટ, ખેતીકાર ખરચની વિનતી સાંભળોરે.
એક બળદ તે વેચ્યો બત્રીશનોરે, દાળ ચોખા તો લાવ્યા છત્રીશનારે
તોયે રૂપીયા તો ખુટ્યા ચાર, ખેતીકાર ખરચની વિનતી સાંભળોરે.
કર્યો શીરો તે સૌ કોઈ ખાઇ ગયારે, સારૂં ખરચ કર્યું જશ દેઇ ગયારે,
હવે સજ્યાનો કહું મહિમાય ખેતીકાર ખરચની વિનતી સાંભળોરે.
એક ભેંસ વેચીને ગાય લીધીરે, તે તો સજ્યામાં બ્રાહ્મણને દીધીરે,

આપ્યાં સારાં વસ્ત્ર કરાં દાન. એતીકાર ખરચની વિનતી સાંભળોરે.
થાળી વાટકાને ગોદડું સહુ આપીયાંરે, એક ખાટલાની અંદર નાંખીયાંરે
કાપ્યું બ્રાહ્મણે દેહે દુઃખ, એતીકાર ખરચની વિનતી સાંભળોરે.
સર્વ સગાં જમીને ચાલ્યાં ગયાંરે, પેલાં ડોશી તો પાયમાલ થઇ રહ્યાંરે
ક્યાંનું ઇજ્જત રાખવાનું કામ. એતીકાર ખરચની વીનતી સાંભળોરે.
એક દીકરો તે દહાડી મજુરી કરેરે, પેલી ડોશીતે પારકું પાણી ભરેરે.
બીજો દીકરો સાથીપણામાંહે, એતીકાર ખરચની વિનતી સાંભળોરે.
વીરા આવાં ખરચ તમે બંધ કરોરે, તોતો સંસારસાગર સહેજે તરોરે.
નહિ તો દુઃખના દીવસ જાય, એતીયાર ખરચની વિનતી સાંભળોરે.
વીરા સમજો હવે તો હદ થઇરે, આવું થશે પછી ઇજ્જત શી રહીરે
કહે ગંગારામ સભામાંહે, એતીકાર ખરચની વીનતી સાંભળોરે.

## ભુજંગી છંદ.

અરે બંધુઓ બુદ્ધિ છે મુજ કાચી, વદું વેણુ તે માનજો વાત સાચી
સહી સંપને કલેશ જો દુર જાયે, નક્કી જ્ઞાતિની ઉન્નતિ એમ થાયે,
ભણાવો ગણાવો તમે બાળકોને, કરો દેખતા કોઇ રાખો ન કોને.
વિદ્યાની વડે સરવે કામો સધાયે, નક્કી જ્ઞાતિની ઉન્નતિ એમ થાયે.
વળી છેતરે ના છળે કોઇ એને, ટળે તાપ તેના મળે સુખ તેને;
લહે લાવ સારો તે અવનીની માંહે, નક્કી જ્ઞાતિની ઉન્નતિ એમ થાયે.
ભણેલા વણીકો તે મનથી વિચારો ઉમંગે ઉદ્યાવે ઉદ્યોગો હજારો;
વિદેશે જઇ ખુબ પૈસા કમાઓ, નક્કી જ્ઞાતિની ઉન્નતિ એમ થાયે.
જ્ઞાતિવરાની કહું એક વાત, કરો છો જુલમો કરી ફરજીયતા;
બચે બહુ ગરીબો વરા જો રોકાય, નક્કી જ્ઞાતિની ઉન્નતિ એમ થાય;
કરી સંપને ખર્ચ મોટાં ઘટાડો, કન્યાવિક્રયનો બાળલગ્નો મટાડો.

નથી જે અનુકુળ કુધારા જાયે, નક્કી જ્ઞાતિની ઉન્નતિ એમ થાયે.
તમે છો મહા આભના સ્થંભ જેવા, અત્યારે થયા છે કહો હાલ કેવા;
સુણી વાત ને જો સુધારા કરાયે, નક્કી જ્ઞાતિની ઉન્નતિ એમ થાયે.
તમે છો સદા સર્વને પાળનારા, સ્વજ્ઞાતિ તણાં સંકટો હરનારા;
કહે હીતકર શબ્દ સાચા મનાયે, નક્કી જ્ઞાતિની ઉન્નતિ એમ થાયે.

## રાગ—ક્ષત્રી કલંક.

તમે ઉઠો ઉઠો ઉંમીઆના બાળ
શું આળસમાં ઉંઘી રહ્યા રે.
પાણી આવ્યા પહેલાં બાંધી લ્યોને પાળ શું.
આવ્યું કુધારા રૂપી પુર શું.
તેમાં તણાઈ જશો મહા શુર શું.
કરો સુધારા રૂપી નાવ શું.
તેમાં બેસીને સામે પાર જાવ શું.
તમે આપ વિચારોને મન શું.
ગાંઠે બાંધી લ્યોને વિદ્યારૂપી ધન શું.
જેમાં સગાં વહાલાંનો નહિ લાગ શું,
નિજ ભાત માગશે નહિ ભાગ શું.
સાત સામટા પડશે દુષ્કાળ શું.
પણ વિદ્યા ધન ખુટે ન લગાર શું.
જેને લુંટશે નહિ કદી ચોર શું.
જ્હાય જંગલ હશે મહા ઘોર શું.
તેના કાર્ય થશે સૌ સિદ્ધ શું.
વિદ્યા વડે પામશે નવનિધ શું.

લ્યો ફરજીયાત કેળવણીનું દાન શું.
આપો મહારાજા સયાજીને માન શું.
માટે મન વીચારો તત્કાળ શું.
તજી સ્વાર્થ ભણાવો નિજ બાળ શું.
ખર્ચ ખોટાં ન કરશો લગાર શું.
ચાલો વખત વિચારીને આ વાર શું.
બાળલગ્નનો રિવાજ કરો બંધ શું.
નહિ તો ભરશો સયાજીને દંડ શું.
કન્યા વિક્રયથી સુખી નવ થાય શું.
તેવા નર તો નિશ્ચે નર્ક જાય શું.
કરૂં આગેવાનોને હું અરજ શું.
કરો સુધારા ને બજાવો ફરજ શું.
આવા ચાર સુધારા જો થાય શું.
તો તો દુઃખ સહુ દોયલું જાય શું.
જાગો જાગો વખત વહી જાય શું.
કહે ગંગારામ સુખ સૌ થાય શું.

## સંપ વિષે.

વીરા સૃષ્ટિમાં સુખ છે સર્વને સંપમાં,
કુસંપ ક્લેશજ દુરજ કરીએ, ને સંપ તણું સુખ લઇએ જો.
વીરા અવનીમાં સંપ થકી સુખ થાયજો,
દુરીજન સંગત દુર કરીને સજ્જન શીખ સમરીએજો.
સજ્જનોનું શરણુ સદા સત્સંગજો.
કષ્ટ કુધારો દુર કરીને, સત્ય સુધારો કરીએજો,

જ્ઞાતિનું હિત સુધારક હાથજો.
ઘર વેચીને વરો ન કરીએ, જુગટડે નવ રમીએજો.
ગયા જુગટામાં પાંચે પાંડવ વનજો.
એક શબ્દમાં સમજી લઇએ ને મમત મુકી દઇએજો.
કહે ગંગારામ સુધર્યાથી સુખ થાયજો.

## (હવે મને હરિ નામથી નેહ લાગ્યો—એ રાગ.)

હવે તો વીરા સુધારાનો સ્વાદ ચાખો, હદ થઇ છે હવે જાગોરે.
દુષ્ટ રીવાજોને દુર કરી નાખો, ને જ્ઞાતિ કેરૂં કષ્ટ કાપો;
જોબન તન, મન, ધન અરપીને, વિજય વિજય મુખ ભાખોરે. ૧
નાતવરા કેરૂં નામ ન રાખોને, દેશવટો તેને દાખો;
પ્રેત ભોજન જ્યાં પીરસાતાં હોય ત્યાં, ચપટી ભરી ધુળ નાંખોરે. ૨
વિદ્યા વિષે જે વિઘ્ન કરનારૂં, તે બાળલગ્ન બાળી નાંખો.
કુસંપ કાઢીને સંપ વધારીને, વિદ્યા અમીરસ ચાખોરે. ૩
બાળક કેરી બુદ્ધિ વધારવાને, વિદ્યા વિશેષ ભણાવો;
ધન કમાવા ને ધંધો શીખે પછી, ત્રીયા તેને પરણાવોરે. ૪
વાતો કર્યા થકી કાંઇ વળે નહિ, કાર્ય કરો સુખ ભાળો;
ગંગારામ કહે ગુણ ગાઇશું, દુનિયામાં દાખલા બેસારોરે. ૫

### ભાષણ :–

પ્રિય ખેતીકારક ભાઇઓ ! ઘણાખરા ખેડુત ભાઈ પોતાની સ્થિતિ જાળવી શકતા નથી, તેનું કારણ મારા જોવામાં એમ આવે છે કે દેશમાં માગણ અને કપટીની સંખ્યા વધી ગઇ છે, અને તેજ લોકો દેશના પુરેપુરા ફરંદા, બોલવામાં બંધાય નહીં એવા પક્કા, અને વળી ખેડુત ભાઈઓના આગેવાનો બુદ્ધિના બળવાન મિથ્યા

મોટાઈ ભરેલા માનના સારૂ પોતાનું હાની કે નુકસાન તપાસે નહિ તેવા ભોટ ભાઈઓનાં વખાણ કરી કરી બાપાના પોકારથી બોલાવે કે તુરત જ ગામડામાં લખણીઓ શરૂ કરાવે ને તે ભેગા ગરીબ ભાઇઓનો ઘાણ નીકળી જાય છે ત્યાં સુધી વાળી વાટ જોતા નથી વિચાર કરતા નથી કે જેમ જેમ આ પ્રમાણે ઘણા આપનારા આગળ ઘણા માગણની સંખ્યા વધી ગઈ, અને વધારી. ઘણાખરા સુધરેલા ભાઇઓ તો ચમડી સાટે દમડી. ચમડી દેવે પણ દમડી નહિ દેવે. તે તો એમ જાણે છે કે, પહેલું પેટનું, બીજું શેઠનું ને ત્રીજું નંબર ઠેઠનું કરો. સ્વાર્થ અને પરમાર્થ જોઇને પુન્ય કરો. નહિ તો પુન્યના બદલે પાપના ઉદય જેવું થવા બેઠું.

પારકી આશ સદા નિરાશ વાળા વર્ગના ભાઇઓને પણ વિનંતી કરવામાં આવે છે કે,—

**સાખીઃ**—મંગન મરણ સમાન હૈ, મત માંગો કોઈ ભીખ;
મંગનસે મરના ભલા, એ સતગુરૂની રીત.

## ત્રિતાળી ચોપાઇ.

બંધુ મારા પાગે હવે લાગું, કર ગ્રહીને કહેવા માગું;
તમો વખત વિચારો ન કોઇ, મોંઘી વસ્તુઓ નજરે જોઈ.
શદા વિના તમારે ચાલે, કેવી દુનિયા રૂડી મહાલે.
બંધુ મારા.

કૃપા કરી અમ પર આપ, બોલ્યું ચાલ્યું તે કરજો માફ;
મુજ રંકની રાખજો વાણી, એવી આપણી પ્રીત્યો જાણી.
બંધુ મારા.

મારો અપરાધ જોશો ન કોઈ, સદા રહેજો હૃદયની માંહી;
બાળ બચ્ચાં ને કુટુંબ અમારાં, સુખી કરજો પ્રભુ દીનદયાળા.
બંધુ મારા.

અહોરે બંધુ માહ્યરા, કરવો શોરે ઉપાય;
બાળક વિદ્યા પામે નહિ, સાંભળે લોકોનું કાન.
અહોરે ખેડુત બંધુ.

જ્યાં સુધી બીજાનું સાંભળી, મનેને કરીને વિચાર;
ત્યાં સુધી સંકટ સમાવશે, કરવો શોરે ઉપાય.
બાળક વિદ્યા.

માગણ સંખ્યા મહાલતી, રૂડી હિન્દની માંહ્ય;
આગળ મેળ વધી ગયો, કરવો શોરે ઉપાય.
બાળક વિદ્યા.

હવે તો બંધુ માહરા, શક્તિ લાવોને તન;
તન મન ધનથી સુખી થાઓ, તમો મેળવો ધન,
બાળક વિદ્યા પામે ઘણી.

મહેરબાન હિંદુસ્તાનના હરકોઇ જ્ઞાતિના ખેડુત ભાઇઓને વિનંતિ કરનાર ગુજરાત પ્રાંત અમદાવાદમાં શ્રી કડવા પાટીદાર દશકોશી દ્વારમાંથી ખેડુત વર્ગના પા, ખોડીદાસ જેશંગદાસ વતની વાસણા મારગીઆ તાલુકે મહેમદાવાદનાની સુચના પુર્વક એક ચિતે બરોબર આ બુક ધ્યાનમાં લેઈ વાંચી હરકોઇ જ્ઞાતિના ખેડુત ભાઇઓ પોતાની સ્થિતિ સુધારવા તૈયાર થઈ જશો. દીન પ્રતિદીન જુઠા જમાનામાં હળાહળ કળિયુગના પહેલમાં વડીલની વાણી ચામડાનાં નાણાં, ધાતુપાત્રોનો નાશ મારા ખેડુત ભાઇઓ-

નેજ લાભ આપવા બેઠા હોય તેવું લાગે છે. જો પોત પોતાની સ્થિતિ મેળવતાં ચુક આવે તો આ ખેડુતની કર્મકથાને સાંભળી ચાલશો તોજ પોતાની સ્થિતિ મેળવો એવી મારી ખાસ ભલામણુ છે. હવે મારા ખેડુત ભાઇઓને ખરેખર ધિક્કારીને કહેવા માગું છું કે આપ હિંદના ખેડુત તે કોણુ છો તે જુઓ તો ખરા ? ખરેખર જગતના પોષક છો. આખા જગતનો આધાર અન્ન, પાણી અને હવા થકી જ ટકી રહેલ છે. તેમાં હવા ને પાણી તો કુદરત તરફથી મળ્યે જ જાય છે. પણુ અનાજના એક કણુના સહસ્ત્ર કણુ કરવાની વિદ્યા તો તમારા જ બાપની છે. તમારા હાથે હજારો મણુ અનાજ પેદા કરો છો છતાં બીજા વર્ષના માટે કાંઈ સાધન પાસે રહેતું નથી. અરે હાય ? આ અનાજના ઢગ કયાં ગયા ? તેનું ખરેખર આપણે ભાન રાખતા નથી. આજકાલના જમાનામાં તો વેપારી વર્ગે સીઝનના સવાયાં વ્યાજ ખડાં કરી દીધાં છે, અને જે મારા હુશીઆર ભાઇઓને તો દેવામાંથી મુકત કરતા જ નથી.

દેવું દશમો ક્રોડ છે માટે દેવાંથી ડરો અને પૈસાથી તરો. બડી ચીજ પૈસો છે. આખું જગત પૈસાની જ ભકિત કરે છે, એમ જણાય છે. પણુ મારા વર્ગના ભાઇઓ તો લુંટાતા જ જાય છે. પણુ મહેરબાનો, આપણા ઉપર લેણદારોનો કોપ તથા અમલદારોનો કોપ ને વળી ધર્મપંથીના માગણોનોય કોપ ખરેખર આ દરેક જાતના કોપ તે મારા ખેડુત વર્ગના ભાઇઓને સુખી થવા દેશે કે નહિ તે કહી શકાતું નથી. આખી જગત જણાવે છે કે જેમ બને તેમ નાણું બચાવો ને પૈસે સુખી થાવ. ચિંતા પ્રજાનો

પ્રાણ હરનાર દેવું છે, દેવામાં ડુબેલો પ્રાણી ચિંતાતુર છે.

**સાખી**—ચિંતાસે ચતુરાઈ ઘટે, દુઃખસે ઘટે શરીર;
પાપસેં લક્ષ્મી ઘટે, કહે ગયે દાસ કબીર.

પ્રિય સાંભળો. ખેડુત પોતાની દયાજનક સ્થિતિ સુધારે તેવું લાગતું નથી. કારણ કે આખા હિંદુસ્તાનની ૩૦) કરોડની વસ્તી તેમાં ૧૫) કરોડ અબળા વર્ગ છે ને ૧૫) કરોડ જે વર્ગ રહેલો છે તેમાંથી ૫) કરોડ બાળ વર્ગ છે. ને ૫) કરોડ આંધળાં, લુલાં, પાંગળાં ને અશકતો છે, હવે ૫) કરોડ શકિતવાનમાંથી એક કરોડ નોકરી કરતા વર્ગમાં ગણાય છે ને બીજો ૧) કરોડ વેપારી વર્ગ ચાલે છે ને ત્રીજી ૧) કરોડમાં ભાટ, ભવાયા, બ્રાહ્મણ, વૈદ, વકીલ, અતીત ને હીજડા વસી રહેલા છે. વળી ચોથી એક ૧) કરોડ હિંદમાં એકલા ખાખી બાવા કે જેને આગળ બેડે ધરાળ કે પાછળ બેડે ઉલાળનો ભય વિનાના ભયંકર અવાજે પુન્ય અને પાપ ના પોકારો કરી મારા ખેડુત ભાઇઓને ફસાવી નાખ્યા છે. અને ફકત પાંચમી ૧) કરોડ ખેડુત વર્ગ છે. પણ કોઈ ખેડુત વર્ગના ભાઇઓ એમ વિચાર કરતા નથી કે આખો હિંદુસ્તાન એકત્ર મળતાં ૧) કરોડ અનાજ પેદા કરનારની પાછળ ૨૯) કરોડ ખાનાર વસી રહેલ છે ત્યાં સુધી હિંદના ખેડુતને આગળ વધવા દે તેવું જાણી શકાતું નથી. પણ ખરેખર ખેડુતની પોતાની લાઇનના ભાઇઓનું કહેવું સાંભળશો ત્યારે જ પોતપોતાની સ્થિતિ મેળવશો. નહિ તો આ અંધાધુન સંસારમાં ફસાએલ રહેશો એ ચોક્કસ જણાય છે. આ હિંદનો મુળ ધર્મ શું છે તે પોતાના ઇષ્ટદેવની આજ્ઞાએ લખું છું કે પશુ પંખી ને માનવી ફકત અન્ન

પાણીના આધારે ટકી રહેલ છે. તેજ અનાજના એક કણના સહસ્ત્ર કણ કરવા શકિત મેળવવી એજ આખી જગતના મનુષ્યનો ધર્મ છે પણ આ અનાજ પેદા કરવા જતાં ટાઢ, તાપ, વરસાદ સહન કરતાં સહસ્ત્ર હથીઆર કોશ, કોદાળા ને પાવડાથી જમીનનું પેટ તોડતાં અને બીજનું વાવેતર કરતાં પરસેવા વળતા સહન નહિ કરાતાં હજારો જાતના રસ્તા કાઢી ગુજરાન નીભાવવા લાગી પડ્યા છે તેમાંથી મનુષ્યનાં આચરણ છોડી કેટલાક તો બાવા બન્યા, કેટલાક મંગતા ભીખ પર આશાએ પરવર્યા તોય ન ઠરતું ચિત્ત. તુલસીકૃત રામાયણમાં બતાવે છે કે—

મંગન મરણ સમાન હૈ, મત મંગો કોઇ ભીખ;
મંગનસે મરના ભલા, એ સદગુરૂની રીત.

આ હકીકત જાણુતા નરો અમારા આગળ હાથ લંબાવતાં અટકાતા નથી તેમ અમારૂં પુણ્ય કે પાપ શું વધી ગયું છે તે અમારાથી કળી શકાતું નથી. **अस्तु.**



# શ્રી દસક્રોશી કડવા પાટીદાર સુધારક દ્વા

## ઠે૦ ઘીકાંટા, નવતાડ—અમદાવાદ.

---

પ્રિયભાઇઓને વિનંતી કરવામાં આવે છે કે, આ કોપી ભાઈ ગંગારામ જેઠીદાસ પટેલ તરફથી પ્રથમ બનાવેલી તેમાંનાં સુધારક ગાયનો ઘણાં સારાં લાગવાથી નવી સાઇટે ફેરથી છપાવી છે.

આ નવી કોપી છપાંવા માટે શ્રીમંત પ્રિય સોમનાથ રૂપજીદાસ તરફથી [જ્ઞાતિ બાળકોને ભણવામાં આવતી ચોપડીઓ મફ્ત પુંરી પાડે છે.] આ કોપી ખેડુત સુધારક બુક જાણીને છપાવવામાં આવી છે. આ કોપી મફ્ત વહેંચતાં પહોંચે નહિ તો જુજ કીંમતથી આપવામાં આવશે. તે નાણું આ મંડળ ખાતે લેવામાં આવશે. ઘણુા ભાગે તેમના તરફથી ઉપદેશક રાખીને હીંદુસ્તાનના ખેડુતભાઇઓ પોતાની સ્થિતિ સાચવે તેવો ઉપદેશ કરવામાં આવશે. એવી આશા છે.

પા. ખોડીદાસ જેશંગદાસ.

વતની:—વાસણા.

# જાહેર ખબર.

દરેક વરસમાં શું શું બનશે? વરસાદ ક્યારે, કેવો, અને કેટલો આવશે? કૂવા જોવાની વિદ્યા (પાણી કેવું, કેટલું, અને કેટલી ઊંડાઇએ નીકળશે?) નક્ષત્રોની ઓળખાણ અને તેની અસર, વનસ્પતિ, વાવેતર, ખાતર—કૃષિ ઉપયોગી અદ્ભુત કીસ્સા, તથા બીજી ઘણી બાબતોથી ભરપુર પાનાં ૧૫૨. નામે "કૃષિદર્શક આયનો અથવા ખેડુતનું દર્પણ." એ નામનું પુસ્તક ખરીદો.

કીંમત રૂ. ૦—૧૨—૦ પોસ્ટેજ સાથે.

મળવાનું ઠેકાણું:—

ખોડીદાસ મંગળદાસ પટેલ.

મુ. વિસલપુર. તા. દક્ષિણ દસક્રોઈ.

---

તા. ક.—સદરહુ ચોપડી નીચેના સીરનામે પણ મળશે.

પા. ખોડીદાસ જેસંગદાસ.

શ્રી દશકોશી કડવા પાટીદાર સુધારક દ્વાર

ધી કાંટા, નંવતાડની પોળ—અમદાવાદ.